જરષ્પ



# સી. એસ. આઈ. બેહેચરદાસ વિરૂદ્ધ:

બનાવી પ્રસીદ્ધ કરનાર.


બારોટ. શીવલાલ ખુશાલ.

અમદાવાદ.



યુનાઈટેડ પ્રીં. જ. એ. કંપનીના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યો.





સંવત ૧૯૪૬. સને ૧૮૯૦.

કિંમત એક આનો.

૪૨૭૫

## સી. એસ. આઈ.

# બેહેચરદાસ વિરહ.



"સેર બજારે આ શું કર્યું, હાંરે વાળ્યો દુનિયાંનો દાટ"
"લાજ લીધી લાખો લોકની, હાંરે ઉપજાવ્યો ઉચાટ"
એ રાગ.—રાગ પરજ.

અંબાઈદાસ કુળ ઉપજ્યા, સી એસ આઈ બેહેચરદાસ;
ઓગણીસએસે અડસઠની થકી, કિધો કૈલાસે નિવાસ. ટેક.
સર્વોપરી તે સ્વભાનારે, પુરા પુનેશ્રી કહેવાય;
લાયક તે સરકરી તણા, વડો વિરહ વરણાય. અંબા. ૧
મુખ કમળથી મલપતારે, કાઢ્યાં વિવેકી વેણ;
બધી ઉમર બેચરભાઈ, કદી કડવું ન કેણ. અંબાઈદાસ. ૨
પ્રભાતે પરીબ્રહ્મનુરે, ધરતા રાખીને ધ્યાન;
કરતા તે બહુ કોડથી, નહી ઉપાધી આન. અંબા૦ ૩

વિરહ સંતાપ. રાગ ઉપર પ્રમાણે.

અશુભ ખબર એ શેઠનીરે, સુણી કરે સંતાપ;
પરદેશીને વળી પુરજન, મોટા કરે પરીતાપ. અંબા. ૪
હાવા ઉદાર હવે થશેરે? ના ના નકી પ્રમાણ;
શીર ધુણાવે સંભારીને, ગદ ગદ કંઠે ને વાણ. અંબા. ૫

અમદાવાદ સુરતન વળીરે, મોજી મુંબાઇના શેઠ;
વડું તે શેહેર વડોદરૂં, ચિન વિલાયત હેઠ. અંબા૦ ૬
મારવાડને વળી માળવેરે, મોટા દેશ મેવાડ;
સોરઠ દેશ સોહામણો, કછ ભુજ કાઠિયાવાડ. અંબા૦ ૭
દક્ષિણ દ્વારકાં દિલ્લીએરે, કાશી ને કેદાર;
સંતાપ કરે સૌ શ્રષ્ટીમાં, પઢતાં આવે ન પાર. અંબા. ૮
પ્રલય સમયમાં પ્રાણીયોરે, અતિ અંતરે અકળાય;
તેમ સમાચાર સાંભળી, ઘણા ગુણીયલ ગભરાય. અં. ૯
કડવાએ કરી કળકળીરે, ખરેખરી ખરતાળ;
મુંબાઈ અમદાવાદની મહી, હાટે પડી હરતાળ. અં. ૧૦
સંવત ઓગણીસેં વળીરે, છકી છેતાળીસની સાલ;
માગશર વદ ત્રયોદશી, વિશ્વમાં થઈ વિકરાળ. અં.૧૧
શોક કરે છે શેહેરનારે, સાણા સાહેબ સહુ;
લોકોપકારી તે કામને, હાંરે સંભારીને બહુ. અંબા. ૧૨
અમલદારને વળી અધિપતિરે, સારો સરકારી સમાજ;
બેહેચરદાસ જેવા બને નહી, સૌ બોલે એકે અવાજ.૧૩
નગરનાથી નૌતમ કરીરે, કીરતી કીતાબ બહુ;
સદાવરતને સખાવતો, પુણ્યનો પાર ન લહુ. અંબા. ૧૪
કેનું કઠણ હોય કાળજુંરે, મનમાં ધારે જે ધીર;
વિલાપ વનિતાના સાંભળી, તનમાં લાગેછે તીર. અં. ૧૫

પથ્થર તો ફાટી પડેરે, એવા વિવિધ વિલાપ;
કરૂણા ઉપજે બહુ ક્રૂરને, સુણી સુંદરિયોનાસંતાપ. અં. ૧૬
વાળ્યું તે મનડુ વળે નહીંરે, ધારી શકે ન ધીર;
ગુણ તમારા સાંભરી, નયણે આવેછે નીર. અંબા. ૧૭
શંભુ પ્રસાદજી શેઠનેરે, વિરહ પીડા જે થાય.
દલારીને દિલ તેમનાં, કોણ કરશેરે સાહ્ય. અંબાઇ. ૧૮
હાહાકાર હવો ઘણોરે, શેહેર અમદાવાદ માંય;
પયાણ કર્યું પરબ્રહ્મમાં, તે વેળાએ ત્યાંય. અંબાઇ. ૧૯
શોકનો સિંધુ રેલીઓરે, સઘળી સૃષ્ટીછે જ્યાંય;
દુઃખનો દાવાનળ બળે, સહુના હૃદય માંય. અંબા. ૨૦
કલેશ કરવો ઘટતો નથીરે, સધાર્યા ઝણોની સાથ;
કેમ કરી મન વાળીએ, હૈયું રહે ના હાથ. અંબા. ૨૧
લખતાં લેખણ ચાલે નહીંરે, કેઇ પેરે લખાય;
આંખેથી આંસુ ઝરે, કથન કેમ કથાય. અંબાઇદા. ૨૨
કાન કઠણ થયા ઘણારે, સાંભળી સહન તે થાય;
આંખ અતિશે કુમળી, તેણે જોયું ન જાય. અંબાઇ. ૨૩
શીવા કહે એ શેઠનેરે, શંકર કરજ્યોરે સહાય;
જીવન મુક્ત મા જાણીને, આદ્ય શિક્ત અંબાય. અં. ૨૪

## ગુણ કથન.

(ક્યા ઇશ્કે પરીને મારા, મુજે છોડ ચલા બનજારા;)
એ રાહ.

ગુલ હુવે જો ગુલેહજારા, ઑનરેબલ હિંદકા તારા. ટેક.
કિહ અચળ ઉજ્વાળ કીરતી, જહાં તક સારી હે પીરથી;
ગયે ગરીબું પાલનહારા, ઑનરેબલ હિંદકા તારા. ૧
કૌંન્સિલમે મેંબર કહાએ, સીઆઇઇ કીતાબ પાએ;
કીયા હિંદુસ્તાન ઉજીઆરા, ઑનરેબલ હિંદકા તારા. ૨
ધન્ય બહેચરદાસ ગુન ખાની, સીધી સુધાસી બાની;
દીય હિંમમાન દેદારા, ઑનરેબલ હિંદકા તારા. ૩
દંગ હોવે પુરૂષ નર નારી, દેખ દસરાકી અસવારી;
સંગ રથ અશ્વ અસ્વારા, ઑનરેબલ હિંદકા તારા. ૪
શીર છત્ર ચમર સો છાજે, મેનામાં બાહાદુર બિરાજે;
સોહે શંભુપ્રસાદ સુત સારા, ઑનરેબલ હિંદકા તારા. ૫
શાંત સુભાવ મંગલ મુરતી, લગી પરીબ્રહ્મમાં સુરતી;
સુર બચન બદો ગંગ ધારા, ઑનરેલ હિંદકા તારા. ૬
સિકંચા રાયખડ સ્યાને, કીયા ખલ્ક ખૂબ સો જાને;
આગે ફિરતા નદીકા આરા, ઑનરેબલ હિંદકા તારા. ૭
કામ કાપડકા નખસીદારે, વહાં નકિલે સુતકે તારે;
કીયા ગરીબુંકા એ ગુજારા, ઑનરેબલ હિંદકા તારા. ૮

સભ સમાજ ખુરશી આપે, ચેરમેનકે સ્થાનક થાપે.
જાની રૈયતકા ભવ પારા, ઑનરેબલ હિંદકા તારા ૯
ગુનીજન ગવૈયા આવે, નીત માછકે ગુન ગાવે;
લઈ નરગાંસિરંગી ચીકારા, ઑનરેબલ હિંદકાતારા.૧૦
મુખ દેખ જાવે ઉદાશી, પરમાર્થે પ્રભા પ્રકાશી.
સમભાવ નેન નજારા, ઑનરેબલ હિંદકા તારા. ૧૧
છાંડ કપટ દંભ મોહમાયા, શુદ્ધચૈતન્યસો ધ્યાન લગાયા;
જુઠાજાની આ જગ પસારા, ઑનરેબલ હિંદકા તારા.૧૨

"ઓધવજીરે સંદેશડો, કેહેજ્યો મથુરાં મોઝાર;"

એ રાગ. ગરબી.

બેચરભાઇ બહુ ગુણ ભર્યા, બત્રિસ લક્ષણ ભરપુર;
દાન દયાથીરે દીપતા, નારાયણનુંરે નુર. ટેક.
મંજુલ મુખ વિકાસતું, શરદ પુનમ ચંદ;
અધર પ્રવાલની હધમાં, કરતા હાસરે મંદ. બેચરભાઇ૧
ધરમનીરે ધજા ધરી, માના મંદીર માંય,
સદાવ્રત તેમાં શોભતું, પાઠશાળા છે ત્યાંય. બેચર.૨
અતિથીને ત્યાં આપતા, સીધુ સરપણ સમેત;
અવાસમાંરે ઉતારતા, પુરણ આણીરે હેત.બેહેચર.૩
પાઠશાળે પોતે રાખતા, સુકદેવ જેવા મુંન્ય;
તે શાસ્ત્રી શીષ્યને ભણાવતા, વેદ કેરી ધુંન્ય. બેચ.૪

શોભાયમાન સારી કરી, હવેલીની હરોળ;
અચળ નામ ધરી આપનું, વસાવિ પોતાની પોળ. ૫
સમીપમાં શંભૂપ્રસાદની, શોભે સામી તે ઓળ.
જીર્ણોદ્ધાર તે છાજતી, વસ્તી કરેરે કલોલ. બેહેચર. ૬
દીલી દરવાજે દીપતો, બંગલો શોભાયમાન;
કિધો મેમાનને કારણે, ઉતારવા રાજ રાજાન. બે. ૭
બાકી મેરાબને બારણે, ખીલાવી ખુબ બાગ;
કયારી રચાવી કુસુમની, ફળીત વૃક્ષનો નહિ તાગ. બે ૮
કોટ કહેરો કોડામણો, તેમાં ન મળેરે ભુલ;
અંગ્રે તેની આપતું, ગૌર ગુલાબીરે ફુલ. બેહેચર. ૯
ઇસ્પીતાળ સ્વહસ્તે કરી, ઘણા ખરચીને દામ;
રોગિયા રોગ વિદારીને, વળતી પામે વિરામ. બે. ૧૦
મહાલક્ષ્મીઆનું મહિ વિષે, અચળ રાખવા નામ;
સ્ત્રીઓને સારૂ કર્યાં, ભણવાનોરે મુકામ. બેહેચર. ૧૧
ખડપામાં ખડકનાથના, બીજે રચીયો ત્યાં બાગ;
ફુલ ફળ અતિ ઉતરે, સાભ્ર તીરે મહાભાગ. બેહે. ૧૨
હવા ખાવાને કારણે, બંગલો બાંધ્યો ત્યાં એક;
મિલિટ્રી મેજરસાથે બહુ, બોલ ચાલનો નેક. બે. ૧૩
દુધેશ્વરનાં દેહેરાં તણા, કર્યા સુધારો બહુ;
લાખો રૂપૈયા ખરચીને, સોચ કરાવ્યાં સહુ. બે. ૧૪

એજ સ્થળે પોતા તણું, કરયું દેહેરૂં અમુલ્ય;
શંકરનુંરે સોહામણું, કારમું કૈલાસ તુલ્ય. બેહે.૧૫
ધીંગી ધર્મશાળા કરી, મહાં કામથી મજબુત;
સાભ્ર તીરે તે શોભતું, ઉજવાળ અદ્‌ભુત. બેહે. ૧૬
કાળુપર દરવાજા કને, ધવળ ધર્મશાળાનો ધામ.
કરયો તે બહુ કોડથી, વટેમાર્ગુનો વિશ્રામ. બેહે. ૧૭
રાયખડમાં રૂડો કર્યો, સાંચો સાભર તીર;
ઊંચી ચુમની ઓપતી, નીચે નૌતમ અંજીર. બે.૧૮
વણાય ત્યાં બહુ વેગથી, રૂ સુતર સાફ થાય;
માદરપાટને ધોતીયાં, દેશ પરદેશે જાય. બેહેચ. ૧૯
લાયક જનને લાભનું, ગરિબોનું ગુજરાન;
કામ કરાવ્યું એ કારમું, બહાદુર બુદ્ધિનિધાન. બે.૨૦
પાટણવાડામાં પ્રૌઢ છે, ઉજવાળ હુંઝારે ગામ;
કડવા રહે ત્યાં કોડામણા, અવિચળ ઉમીઆનો ધામ.૨૧
નોબત ગહગહ ગરગડે, સારો શ્રાણાઇનો સોર;
ઉંચુંતે દેવળ ઓપતું, ઉપર બોલેરે મોર. બેહે. ૨૨
માનસરોવરનું મંડાવિયું, કરવા અવિચળ કામ;
સર્વોપરિ થઈ સર્વમાં, સુધરાવ્યું તમામ. બેહેચ. ૨૩
ત્યાંથી વધાવો વિવાહ તણો, આવે આપને ઘેર;
સભા વચે તીલક કરી, પદે લગનની પેર. બેહે. ૨૪

તુરત તોરણ બાંધવા, અસારવારે ગામ;
વરઘોડા રૂડા ચઢાવીને, જતા કરી ધુંમધામ. બેહે.૨૫
ત્યાં ગોળનું ગાડું લુંટાવતા, માની મંગલ મુલ;
સર્વ સજ્જનને આપતા, પાન સોપારીને ફૂલ. બે.૨૬
ગવર્નર ઈનકૌન્સિલમાં, ખૂબ ખુરશી નંખાય;
પોતાના પરવર્યા પછી, કાયદા કાનુન લખાય. બે. ૨૮
ઉપમા તે હિંદુસ્તાનના, ઉજળા તારાની જેહ;
મનોહર જાણી માહારાણીએ, આપી ઉજવળ એહ. ૨૯
હોદ્દામાં કમિશ્નર થઇ, લોક લાભમાં ઉતરો;
એવાં કામ અતિ કર્યાં, તેણે કરી ન વિસરો. બેહે.૩૦
હુંડાનો દેશ વિદેશમાં, વિલાયત હુંડી શકરાય;
વેપાર વેહેરો ચાલતો, કોથી નવ્ય કળાય. બેહેચ. ૩૧
તેનું કામ ચલાવતા, બુદ્ધમાન બલાખીદાસ;
માતબર તેમને માનતા, વડા રાખી વિશ્વાસ. બે. ૩૨
શંભૂપ્રસાદશેઠ શાબાશછે,ખરચમાં ખરચી બહુ દામ;
દેશ વિદેશ કરી નામના,રાખ્યું રાવબાહાદુરનું નામ.૩૩
જગપ્રસીદ્ધ જમનાદાસના, સપુત ડાહ્યાભાઈ;
ખરચ કરાવ્યું બહુ ખાંતથી, પોતે પાસેર રહી.બે.૩૪
શીવાકહે સુખીરાખજો, શંભુ તમને હરરોજ;
નવનિદ્ધરિદ્ધ સિધે ભર્યા, માણજ્યો શુભ મોજ.બે.૩૫

કડવા પાદશાહના બારડા ગોરના મશાળાવાળા વાંચો.

